२८२७

# अर्पण पत्रीका.

પરમપ્રીય સદાહિતકારી દીલોજાન
સુભમિત્ર ધ્રુવસમ અહલ્ય શાહાજીજી.

## વિનયચંદવિ. ધનજીજી.

આપ માહારાપર અતિશય પ્રીયપણું ધરાવી મને ચાહોછો તેમજ આપને પ્રીય બાન્ધવસમ અને વિચક્ષણ તથા માહારા હિતેચ્છક ગણી આ લઘુ પુસ્તક આપને અર્પણ કરી મસગુલ થઈ રહુંછું.

ગ્રંથકાર.

**हुं. इच्छाराम.**

દોહરો.

ઇહ ગ્રંથન બીસ્તાર સબ રાગરછંદ રસાબીન,
છાય રહત મન પ્રગટમું મગ્ન હર્ષ નિસદીન ૧

# પ્રસ્તાવના.

દુનીઆમાં મનુષ્ય જેવું કૃત્ય કરે તેનું તેવુંજ ફળ ઈશ્વર તેને આપેછે એ નક્કી સમજવું. આ દુનીઆના સઘળા મનુષ્યોને ઈશ્વરે સુનિતિથી ચાલવા આજ્ઞા આપીછે તે આજ્ઞા લોપી કોઈ દુષ્ટ પ્રાણી આડે રસ્તે ચાલે તેને આડે રસ્તે ચાલવાનું ફળ ઈશ્વર આપેજ. માટે ઈશ્વરી આજ્ઞા ન લોપતાં સત્ ધર્મથી ચાલવું એ મનુષ્ય માત્રનો મુખ્ય ધર્મછે તે સત્ય માનવું જોઈએ.

આ ધર્મની ચાલતી રૂઢીથી કેટલાક લોકો વિરૂધ વર્તિ પોતાનો અમુલ્ય આતમા કોઈ વખતે આફતમાં ફસાવી દેછે એટલે તે ઈશ્વરી આજ્ઞાનો લોપ કર્યાનું પરિણામ નીપજેછે; માટે જે કોઈ જેવું કૃત્ય કરશે તેને તેવોજ બદલો મળશે એમાં કંઈ પણ શક ન સમજવો.

જેના માટે સજ્જન પુરૂષોને શીખામણરૂપ નાટક બાંધવા માહરો ઘણો હેત હોવાથી આ નાટક મુળ તેજ વિરાણ ઉપર રચવામાં આવ્યુંછે કે—શુભ અને અશુભ કૃત્યનો બદલો ઈશ્વર તુરત બતાવી દેછે. કહેવત છે કે 'ખોદે તે પડે' અને જે પુરૂષ અશુભ કૃત્ય કરીને પણ તેમાં ન લોભાતાં અળગો રહેછે તે પરીણામે સુખ પામેછે; માટે આ નાટકરૂપ પુસ્તક વાંચી કોઈપણ સુજ્ઞ પુરૂષ દુષ્ટકર્મોમાં નજ લોભાશે એમ હું ધારૂંછું.

વાંચનાર સાહેબોને વિનંતી કે—આ નાટક રચવામાં માહારી ટુંકી મતિ અવિદ્વતા અને નહાની ઉમ્મર પર ખ્યાલ કરતાં કંઈપણ ભુલ ચૂક યા હસ્તદોષ વિગેરે ખામી થઈ હોય તે બદલ ક્ષમા કરતાં ફક્ત ગુણજ ગ્રહણ કરશો એમ આશા રાખુંછું. મીતી માહાસુદી ૫ સંવત ૧૯૪૨ મુ૦ રાધનપુર.

રચનાર
ઈચ્છારામ ભાઈચંદ ભોજક.

# चंद्रसेन चंद्रसेना नाटक.

## अंक १ लो.

સ્થળ મોહનપુરી નગરી.

| | | |
|---|---|---|
| સુત્રધાર | એક નાટકાચાર્ય. | |
| વિદુષક | એક મશ્કરો. | |
| ચંદ્રસેન | એક વણીકનો પુત્ર. | |
| ચંદ્રસેના | ચંદ્રસેનની સ્ત્રી. | |
| કૃપણશા | ચંદ્રસેનનો પિતા. | |
| ફાફળશા | ચંદ્રસેનાનો પિતા. | |
| કાળશાકુંવર | ચંદ્રસેનની મા. | |
| રત્નકુંવર | ચંદ્રસેનાની મા. | |
| કાજળકુંવર | એક દુષ્ટ ગુણકા. | |
| જુગારીલાલ | એક બ્રાહ્મણનો પુત્ર. | ચંદ્રસેનના દુષ્ટ મીત્રો. |
| મદીરાલાલ | એક વણીકનો પુત્ર. | |
| મદનલાલ | એક નાગર. | |
| ચુગલખાન | એક મુસલમીન. | |
| કાસીરામ | એક દારૂ વેચનાર કલાલ. | |

સીવાય લુટારાઓ વીગેરે કેટલાંક માણસોનો જમાવ.

# પ્રવેશ ૧ લો.

સ્થળ નાટકશાળા.

## મંગળાચરણ.

સુત્રધાર, વિદુષક અને શ્રોતાજનો.

**સુત્રધાર—** **સાર્દુલવિક્રીડીત છંદ.**

સિદ્ધી બુદ્ધિ સમૃદ્ધિ વૃદ્ધિ રીધિ સૌ પોતે પ્રજાનો ધણી,
કર્તા પ્રૌઢ પ્રતાપ આજ મુજને સંપુષ્ટી તુષ્ટી ઘણી;
ચાહું ગ્રંથ બનાવવો શુભ નવો પ્રીતે ધરી હામને,
જૅ જૅ કેશવ ઈષ્ટ બુદ્ધિ વિમળા સ્તુતી કરૂં શ્યામને. ૧
પ્રાણી માત્ર સમસ્ત વસ્તુ તુજથી દેવેંદ્ર સૌનો પતિ,
શક્તિ તુજ અથાગ દિર્ઘ વૃતીથી પોચે ન મ્હારી મતિ;
વાણી ભેદ સુવાક્ય આપ મુજને સીદ્ધિ કરો કામને,
જૅ જૅ કેશવ ઇષ્ટ બુદ્ધિ વિમળા સ્તુતિ કરૂં શ્યામને. ૨

(મંગળાચર્ણ થઈ રહ્યા પછી) પ્રીય સજનો! હું વિનંતિ કરૂંછું કે આ વખ્તે આ સ્થળે આપ સુજ્ઞ સાહેબોને તસ્દી આપવાનું ફક્ત એટલુંજ કારણ કે હું અહિં **'ચંદ્રસેન ચંદ્રસેના'** નામનું નાટક ભજવી બતાવવાનોછું (જેમાં એક કુલીન વણિકનો પુત્ર તેના દુર્વ્યસની મીત્રોની સોબતથી તદન પડતી હાલતમાં આવી પહોચી પોતાના વડીલની મેળવેલ સઘળી લક્ષ્મી ઉડાવી નાખેછે; આખર તેના મીત્રોએ તેને બદ કર્મોમાં ફસાવી તેની સુશીળ સ્ત્રીને એક

ગુણકાને ત્યાં છુપાવેછે. છેવટ તે સ્ત્રીના પુરૂષે શોધ કરતાં પત્તો લાગવાથી તે સ્ત્રીને પોતાને ઘેર લઈ જઈ દુષ્ટ મીત્રોની સોબત ત્યાગ કરી પોતાના સહ કુટુંબમાં મસગુલ રહે છે.

બાદ તેના ચાર મીત્રોએ એક કલાલને ત્યાં દારૂની ચોરી કરી સહેરમાંથી ભાગતાં અઘોર જંગલને વિષે તેઓનું લુગારાઓથી થતું મોત એ વિગેરે બનાવ હાસ્યરસે કરી કેટલોક ભજવી બતાવવામાં આવશે) માટે સર્વ સાહેબો શાન્ત મનથી આદ્યંત સુધી જોવાને ઇન્તેજાર રહેશો એમ આશાછે એજ વિનંતી.

વિદુ૦—( એકદમ આવીને ) અરે! મારો. મારો.

સુત્ર૦—અલ્યા બેવકુફ મારો મારો એ શું?

વિદુ૦—અરે! તું ના સમજ્યો? જા ભાઈ જા! તું હજુ એવોને એવો પશુજ રહ્યો.

સુત્ર૦—અલ્યા શઠ! મને પશુ કેમ કહેછે?

વિદુ૦—હું શઠ તો તું બઠ આવ આઘો તો લગાવું લઠ. કેમ અલ્યા શઠ તો મુર્ખ કહેવાય પણ તું મને છેતરવાને પ્રયત્ન કરે તો હું ક્યાં કાચોછું. હુંતો તારૂં ટીલુંએ ચાટી જાઊં એવો છું.

સુત્ર૦—અલ્યા ડાંડ તું વળી જાણેછે કે શું?

વિદુ૦—અરે યાર મનેતો મારા ઉસ્તાદે દસ જાકડા ભરાત વિદ્યા ઘોળીને પાઈ દીધીછે.

સુત્ર૦—શું રક્ષા!

વિદુ૦—નહીં નહીં વિદ્યા.

સુત્ર૦—જા જા હવેતો બરોબર ડાંડ બણ્યો.

વિદુ૦—મેં ડાંડ તો તું ભાંડ, ઔર નયા ઘઘરા પેનાકે કરૂં મેરી રાંડ ક્યું અચ્છા કે નહિં ?

સુત્ર૦—અલ્યા મુર્ખ હિન્દુસ્થાની લવજ બોલિછે તે તું હિંન્દુસ્થાની દેશમાં ગયોછે કે શું ?

વિદુ૦—અરે તું સાંભળ કે હું ક્યાં ક્યાં ભમ્યોછું.

બેત.

હિન્દુસ્થાનથી નાઠો ત્યારે જઈ પોચ્યો ગુજરાત,
ત્યાંથી દોડ્યો કચ્છભણીતો જઈ ભેટ્યા રગનાથ;
સિંધ જઈને ઝાલ્યો રસ્તો કાબુલથી હરાન,
અરબસ્થાનમાં હુંતો રઝળ્યો મારવાડ તો સાચી માન;
માળવામાં તો ટાંગા તોડ્યા દક્ષિણને વિલાત,
દસ દિસાએ ફરી વળ્યોછું દીન અને કહું કેટલી રાત. ૧

એવી રીતે હજારો શેહેર અને દેશોદેશ જોયાછે, તું શું ચપણું જોઇશ. કુવાના ડેડકાને સમુદ્રની શી માલુમ પડે ? કેમ ખરૂં કે નહિ ?

સુત્ર૦—એતો બધું ઠીક પણ તું અહિયાં કેમ આવ્યો છે તે કહે ?

વિદુ૦—યાર તે બધું કહું પણ મને શું આપીશ ?

સુત્ર૦—અલ્યા વળી આપે તે શું ! અહિં 'ઘરનાં છોકરાં ઘંટી ચાટે ને ઉપાધ્યાને આટો ભાવે' મારી પાસે કંઈ આ-

પવાનુંતો નથી પણ આજની રાત નાટક જોવું હોયતો બેશ.

વિદુ૦—હા ભાઈ હા તેતો હું જાણુંછું કે 'પારકી આશ તે સદા નીરાશ વળી તારી પાસે મને શું માગવાનુંછે ! કહેવતછે કે 'પથ્થરને બચકું ભરે તો સાંમા દાંત ભાગે.

સુત્ર૦—બસ બસ હવે બંધ કર ! હમારો અમુલ્ય વખ્ત રોકેછે. તું અહિંયાંથી બાહેર નીકળ; નહિંતો પછી કહેવું પડશે અને ઇજત ગુમાવીને જઇશ.

વિદુ૦—અલ્યા એમ તું મને ડરાવે પણ હું એમ ડરવાનો નથી અને ઇજત તો રાખતોજ નથી, પછી શું ગુમાવવાનું છે.

સુત્ર૦—( કાન પકડીને ) જા નીકળ અહિંથી.

વિદુ૦—અરે ! બાપજી મારીશ નહિં હુંતો મારે જાઉંછું પણ પાછો કયારે આવું !

સુત્ર૦—હવે કેવો સીધો જવાબ આપેછે અને બાપજી કહેછે ! કહેવતછે કે 'માર ચૌદમું રત્ન છે'.

વિદુ૦—હા ભાઈ એતો ખરૂંછે. ગરજે ગધેડાને પણ બાપ કહેવો પડે.

સુત્ર૦—અલ્યા હરામખોર તેં મને ગદ્ધો બનાવ્યો ? જા ઉઠ મારા મકાનમાંથી !

વિદુ૦—ગદ્ધો તો તારે હાથેજ બણ્યો અને જા કહેછે તો હવે માહારે આ નાટક જોવાની દરકાર નથી માટે આ-ચાલ્યા ! રામ રામ છે.

સુત્ર૦—હા જાઓ રામ રામ.

(વિદુષકના ગયાબાદ સુત્રધાર પણ જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ ચંદ્રસેનનો રંગ મેહેલ.**

ચંદ્રસેન, ચંદ્રસેના, વિદુષક અને પાછળથી કાળશાકુંવર.

**ચંદ્રસેના.** **ઠુંમરી.**

આઇહું સભામે છોડકે ઘર. એ રાહ.

શ્યામ સલુંના પ્રીતમ માહારા,
કરો કૃપા મુજપર અતી પ્યારા;
લીન થઇછું સુખમાં તાહારા,
દુર થયાછે વિચારો નઠારા. શ્યા૦ ૧
વિનતી માહારી ધારી ઉરમાં,
દુર કરો દુષ્ટ મીત્રોના ધારા;
જો સુખ પામવા ચાહો દીલનું,
(તો) મીત્ર કરો જોઈ ગુણ સારા. શ્યા૦ ૨
એથી જુગમાં કિર્તિ વધશે,
માત પીતાને સુખ અપારા;
માટે હું છઉં કિંકરી તાહારી,
જો માનો પ્રગટે સુખ ભારા. શ્યા૦ ૩

પ્રાણનાથ ? આપ ડાહ્યા અને ચાતુર્યછો માટે મ્હારી

અરજ આપના શુભ લક્ષમાં ધારણ કરશોજ એમ હું આશા રાખુંછું.

**ચંદ્રસેન**—પ્યારી! એ વાત ખરી છે પણ સાંભળ કે.

**ઠુંમરી.**

દુઃખ પુછત હમરા કોઈ નહિં. એ રાહ.

પ્યારી મુજ મીત્રો દુષ્ટ નહિં,
દુષ્ટ નહિં પણ કેફી નહીં. પ્યારી૦ ૧
એ મુજ મીત્રો પ્રાણથી વ્હાલા;
જીવ જતાં લગ છોડું નહિં. પ્યારી૦ ૨
તન મન ધનથી મીત્રાચારી;
એથી અધિકઅન્ય કોઈ નહિં. પ્યારી૦ ૩
સુભ સંગતનો ગ્રાહી થયોછું;
વિનતી તાહારી માનું નહિં. પ્યારી૦ ૪

પ્યારી હું કમી પણ તાહારી વાત માનવાનો નથીજ. તાહારૂં બોલવું તદન અસત્યછે એ મ્હારા ચાર મીત્રો કેવા સદ્‌ગુણી અને વિચક્ષણછે કે તે મના જેવો અહિંયાંના રાજમાં પણ એકે નથી.

**વિદુ૦**—રાજાના શા ભોગ છે કે તારા મુરખ મીત્રો જેવાને રાખે ક્યાંઈ રાજ્યને ઊંધુ વાળે. ( એમ કહી જાતો રહેછે. )

**ચંદ્રસેના**—ઠીક ત્યારે પ્રાણપ્રીય મ્હારી વાત ન માનો તો આપની મરજી! હું અર્ધાંગના હોવાથી મ્હારે આ-

પના વીષે અને આપે મ્હારા વિષે કહેવું ઘટીત છે માટે કહુંછું કે પરિણામે વિનાશછે એ નક્કી સમજવું.

**ચંદ્રસેન**—બેશ બેશ હવે ડાયલી! વધારે આગલાપેડા શા કરેછે! ( એમ અરસપરસ વાતો કરતા દરમ્યાન ચંદ્રસેનની મા પ્રવેશ કરેછે. )

**કાળશા**—અલા ચંદડસેન આંઈ કુંણ રાગ ટાંણીને રોતું હતું?

**ચંદ્ર૦**—ના. મા. હું એતો કવિતા વાંચતો હતો અહિંયાં ત કોણ રવે.

**ચંદ્રસેના**—પધારો સાસુજી ઘણે દીવસે પધાર્યા?

**કાળશા**—હા વઉ ચંદડસેનને બોલાવા આવીટી.

**ચંદ્રસેન**—માં! માહારૂં શું કામ હતું?

**કાળશા**—દીકડા! તાડો બાપ ટને બોલાવેછે.

**ચંદ્રસેન**—ચાલો ત્યારે જઈએ.

( સર્વ ઉઠી જાયછે )

— ❧ —

# પ્રવેશ ૩ જો.

## સ્થળ કૃપણશાનું મુકામ.

કૃપણશા, ચંદ્રસેન, કાળશાકુંવર અને વિદુષક.

**કૃપણશા**—( એકલો દીલગીરીમાં. )

**લલિતછંદ.**

અરર હે પ્રભુ જગત નાથરે,

હું તને જપું જોડી હાથરે;
કુકર્મિ થયો પુત્ર માહેરો;
શું હવે કરૂં દાસ તાહેરો. ૧
કપટ કુડના પંથમાં ધસ્યો,
દુષ્ટ મીત્રથી સોબતે ફસ્યો;
ખબર માહેરી જગ્પતિ લહો,
કુકર્મિ જનો ને સજા દહો. ૨
દામ ઠામ સૌ ચોરીને ગયો,
નિંચ સંગથી મીત્ર જે થયો;
સૌ સગાં તણી ડર નહિં ધરી,
માથું કુટીને હું જઊં મરી. ૩

અરે ! હાય હાય !! મેં કેટલી લક્ષ્મી મેળવી હતી તે બધી તેના માટેજ? પરમેશ્વર! હવે તે હું શું કરૂં. હું રળી રળીને ભેગું કરૂં અને તે આવીને મારાથી છુપી રીતે લઈ જઈ નઠારી સોબતમાં ઉડાવે તે હવે માહારાથી કેમ સહન થાય

વિદુ૦—'કીડી સંચે ને તિતર ખાય' (એમ કહી જાયછે)
(એટલામાં ચંદ્રસેન અને કાળશા પ્રવેસ કરેછે).

કાળશા૦—લો આ ટમાડા છોકડા ચંદડ સેનને લાવી.

વિદુ૦—ટમાડો ટમાડો શું કહેછે તારે અધરથી આવ્યો હશે?

કૃપણશા—અલ્યા ચંદ્રસેન! તેંતો હમણાં ગજબ કર-

વા માંડ્યોછે. પેલા નઠારા મીત્રોની સોબતે ચડી ઘરમાંથી ચોરીઓ કરી પઈસા ટકા લઈ જાયછે એ સારૂં નથી કરતો.

**ચંદ્રસેન**—ના પીતાજી હુંતો કોઈ દીવસે નથી લેઈ જતો એતો કોક ચોરી જતું હશે.

**વિદુ૦**—હા હા ખરી વાતછે તેતો ઘણા દીવસનું જુનું ધન તેથી ઓગળી જાતું હશે.

**કૃપણ૦**—પણ જો હવેથી કોઈ દીવસે ઘરમાં પેઠો તો મારી નાખીસ!

**ચંદ્રસેન**—(રીસમાં) લ્યો ત્યારે આ ચાલ્યા (જાયછે)

**કાળશા૦**—અડે! માડા છોકડા એમટે રીસાટા હઈશું! છોને તાડા બાપ કેટા એમને ટો ટેવ પડીછે.

**વિદુ૦**—જાઓ જાઓ પધારો આવજો સારૂં ભાળોતો. (એમ કહી જતો રહેછે)

**કૃપણ૦**—ચાલો ત્યારે હવે જમવા બેસીએ. (ચંદ્રસેનના ગયા બાદ સ્ત્રિ ભરથાર જમવા બેસેછે).

---

## પ્રવેસ ૪ થો.

સ્થળ એક કાજળ કુંવર ગુંણકાના ઘર પાસેનો રાજમાર્ગ.

જુગારીલાલ, મદનલાલ, મદિરાલલ, ચુગલખાન,

ચંદ્રસેન અને વિદુષક.

**ચુગલખાં૦**—યારો! આજ ચલો કાજલ કુંવરકે ઘર સેલ કરનેકું જાવેં.

**ચંદ્રસેન**—યાર મને પણ એજ વિચારે ઘેરી લીધો હતો માટે તમે ઠીક સંભાર્યું.

**યુગલ૦**— **રાગ લાવણીનો.**

અબ સુંનો મીત કહુંરીત મીલ્જે મીલ આઈ,
કયા બની હુઈ તદબીર સુંનો સબ ભાઈ.
વોહ રંડીકે ઘર જાંના કહો કીસ્તર સું,
મ્હે પહેલ જાઉં અબ આજ કહું. મીસ્તરસું. ૧

**જુગારીલાલ૦**— **રાગ ઉપરનો.**

તું નિંચ જાત શું જાય અમારી પેહેલો,
હું બ્રહ્મ કુળનો આદ્ય લહું સુખ વહેલો.
તે વાત તુંમો સહું જાંણી ધરો મન માહીં,
મુજ પહેલ ગયા તણી વાત કરો કસી નાહિં. ૧

**મદનલાલ**— **રાગ ઉપરનો.**

મુજ પ્રીય ભ્રાતને આજ કહું સમજાવી,
આ મીત્ર તણી નહિ રીત વાત થઈ ચાવી.
તુંમ બેઉ જણાનો આજ બખેડો ભાગું,
હું પ્રથમ સહુથી આજ ગમન તણું માગું. ૧

**મદિરાલાલ**— **અશુદ્ધ ખોટું.**

હું ટમાડો પેલો જાઉ આજ તો એકલો
નકડ ટમને હુંટો નહિં જવા ડઉં,
એ વાસટે માડું માની મને તો જવાડો,
નકડ આ ટમાડા આડો બેઠો છું. ૧

વિદુ૦—એ બોલ્યા બાપનું કપાળ તમારી જીભ જાઇતે લવાર પાસે ટીપાઇ આવો પછી બોલજો.

ચંદ્રસેન—યારો મનેતો તમારી પેઠે હુંશીઆરી આવડતી નથી પણ સાંભળો કે.—

રાગ સોરઠ.

જો મુજને તુમે આજ જાવા દીઓ તો મુંકી કહુંછું
લાજ જો મુજને તુમે આજ; એ ટેક.
તુંમ ચારેને ઇશરત આપું પ્રથમ જાવાને કાજ, જો. ૧
પ્રથમ હું જૈને આવું વહેલો રમી આવી સુખ સાજ, જો. ૨

ચુગલ૦—હાં, હાં ચલ તીજે પહેલા ભેજે. મગર હમ સબકું પાંચ પાંચ રૂપૈએ દેવે જબ!

વિદુ૦—મીઆંનું કરમ ફુટી બદામનું તો વધારેજ માગવું હતું.

ચંદ્ર૦—લ્યો ત્યારે પાંચના કાકા (પોતાના ખીસામાં કૃપણશાના ત્યાંથી ચોરી લાવેલ રૂપૈઆ કાહાડી ચારે મીત્રોને પાંચ પાંચ ગણી આપી પોતે એકલો ગુણકાના ઘર તરફ ચાલવા માંડેછે પાછળથી તેના મીત્રો ત્યાંથી રૈપૈઆ લઇ નાશી જાયછે.)

વિદુ૦—અરે લુચ્ચાઓ! નાશી કેમ જાઓછો? આમ ગાંડ લપુકીઆં કેમ લેછે?

ચંદ્ર૦—(જરા આગળ જઇ પાછું જોઇને) અરે! અહિંઆંતો કોઇ નથી. આતે ક્યાં ગયા!

( એમ કહી સ્વગત વિચાર કરતો પાછો વળી દિલગી-રીમાં પોતાને મુકામે નિંદ્રાવશ થવાથી પોતાની પત્નિની સંભાળ લીધા સીવાય સુઈ રહેછે )



# પ્રવેશ ૫ મો.

## સ્થળ ચંદ્રસેનનું સયનગ્રહ.

મદનલાલ, મદિરાલાલ, જુગારીલાલ, ચુગલખાંન, નિંદ્રા-વશ થએલી ચંદ્રસેના અને પાછળથી ચંદ્રસેન એકલો.

**ચુગલ૦**—યારો ચલો આજ ચંદ્રસેનકું વહાં છોડકે આએહે મગર ઇનકી ઓરત એકલી હોયગી.

**મદન૦**—હા યાર અને વળી તેનાં ઘરેણાં તમામ કાઢી લઇને વેચી ખાઇએ.

**જુગારી૦**—અને વળી તેને પણ પલંગ સહિત ઉઠાવી કાજળ કુંવરને ત્યાં મુકી આવીએ.

**ચુગલ૦**—જબ ચલો ( ચારે જણા મળી ચંદ્રસેનાને પ-લંગ સહ ઉઠાવી જાયછે અને તેના અંગ પરના તમામ દાગીના કાઢી લઈ ચંદ્રસેનાને છુપી રીતે ગુણકાને મુકામે મુકી આવેછે તેઓના ગયા બાદ ચંદ્રસેન આવી જમીન પર ઉંઘી જાતાં સવારમાં ચંદ્રસેનાને ન દેખવા-થી વિલાપ કરેછે )

## સીતાજીના મહિનાનો શક.

મ્હારી પ્રાણ પ્રીયા આવાર, કહે તું ક્યાં ગઈ. ટેક.
મુજ પ્રાણ ઉદાસીની વાર, નિર્મોહી શું થઈ.
એમ છેહ દઈ મને આજ, ઘટે નહીં આ તને,
આવી વેગે મળજે મુજ, વિયોગી તું મને; મા. ૧
નથી દેખ્યું આવી તુજ મુખ, ચંદ્રસમ દીપતું,
તેથી રૂદયમાં લાગે લાહ, ન આવી રસીકતું;
કઈ દીશ કરૂં તુજ શોધ, સુજે નહિ મુજને.
જેથી મન અતિશય મુઝાઊ, મળું ક્યાં તુજને. મા. ૨

### છંદ શિખરણી.

તને મુંકી પ્યારી હું જન્મ દુખીઓ કયમ થયો,
વીયોગે જે તારો પ્રાણ સ્થીર થઈ કયમ રહ્યો;
અહો દૈવે દીધો ( જુવો ) દંડ મુજને અતિ ઘણો,
અતિસે આતો આ વિઘન આવી કયમ બણો. ૧

( એટલું બોલી બોલતો બંધ થઈ એકાએક દિલગીરીમાં ઘેરાઈ જાતાં જરાવાર પછી બોલી ઉઠેછે ) ચાલ જીવ ! એમ બેસી રહે કાંઈ વળે તેમ નથી માટે માહારી પ્રીય પતિની શોધ લઊં ( એમ કહી ત્યાંથી ચાલી નીકળતાં ફરતાં ફરતાં કાજળ કુંવરના મુકામ પર જઈ ચડેછે ).



# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ ફોફળશાનો મેહેલ.

ફોફળશા, રતનકુંવર અને વિદુષક.

ફોફળશા—( દિલગીરીમાં ) અરે! માહારી વ્હાલી પ્યારી હવે તે આપણે શો ઉપાય કરવો! આપણો જમાઈ દુઃષ્ટ નિવડ્યો. નઠારા મીત્રોની સોબતથી પોતાના વડીલની મેળવેલીજ સઘળી લક્ષ્મી ઉડાવી નાખી ફના ગુકામ કરી નાખ્યું. છેવટ તેટલાથી પણ ન ધરાતાં આપણી સુસીલ પુત્રી ચંદ્રસેનાને પણ કોણ જાણે ક્યાંઈ મુંકી આવ્યો; માટે પ્રીયા મને તો એ મ્હારી બાપુડી વિષેના વિચારોએ ઘેરી તદન બેહોશ કીધો છે; માટે મને કાંઈ પણ રસ્તો સુજતો નથી.

વિદુ૦—અરે! એતો રાતંધો આવ્યો હશે માટે ચશમાં ચડાવો એટલે સુજશે ( જાયછે )

રતનકુંવર—પ્રાણનાથ! મને પણ અત્યારસુધી એનાજ વિચારોએ ગુચવી નાખી હતી પણ પરમેશ્વર આગળ આપણો ઉપાય નથી.

### ગજલનો રાહ.

કેમ થાશે પ્રીતમ શું હવે એવું કષ્ટ ક્યાંથી આવી ચડ્યું,
જીવવાપણું હવે શું રહ્યું આતો પુર્વ પાપ આવી નડ્યું;
કેમ થાશે. એ ટેક.

કેમ સ્વામી સાદ ચિંતા કરો દુઃખ દૈવ અર્પિત થઈ પડ્યું,
તેથી દુષ્ટ મીત્રોનું શું ગજું એતો જન્મસાથ નકી જડ્યું.
કેમ થાશે પ્રીતમ. ૧

એહ વ્હાલી પુત્રી વિના જુઓ ઉર અષ્ટજામ રહે રડ્યું;
પ્રભુ દુઃખ સર્વ નિવારસે કરી યાદ તેણે જે જે ઘડ્યું.
કેમ થાશે પ્રીતમ. ૨

( એટલું કહી જરાવાર પછી ) પ્રાણપતિ ! જે બન્યું તે ખરૂં પણ ઈશ્વર સહાય થશે માટે આપ સોચ મુકી આપી રસોઈ તૈયાર છે તે જમીલ્યો.

વિદુ૦—ચુલામાંતો ચકલાં રમેછે અને જમેતે શું ! ( જાયછે )

( બંને જણાં જઈ જમવા બેસેછે )



# પ્રવેશ ૭ મો.

## સ્થળ કાજળકુંવરનો મેહેલ.

ચંદ્રસેના૦—( અંદરના બાગમાં એકલી )

સંદેસાનો રાહ.

બેઠીછું હું આજે કોનારે આવાસમાં. ટેક.
આતો મંદિર મુજને ખાવા ધાયજો,
પ્રીઉ વિરહે હું આવી નિર્દય કેમ થઈ;
પીઉ વિણ અધક્ષીણ માત્ર નહીં હવે જાયજો. બે૦ ૧

નિર્મોહી પ્રીતમરે મ્હારો ક્યમ થશો,
લીધી નહિં મુજ દેહ તણી સંભાળજો;
ઈશ્વર આશું કીધું મુજને શામટું,
ખબર લહો નહિંતો થાશે મુજ કાળજો. બે૦ ૨
પ્રીતમ માહારો સંગ કુસંગી નીકલ્પો,
વ્યસનોમાં ડુબાવ્યું તન મન ધનજો;
વડિલ તણાંતો લક્ષ્મી નાંખી ધુળમાં,
માત પીતાને મુંકી ફરશે વનજો. બે૦ ૩
તો પણ સાંન વળીયે નહિં તેહને,
માથે ઉગ્યાં દુઃખનાં મોટાં ઝાડજો;
ઈશ્વર તેતો ટળ્યાં કેમ કરી જશે,
જેની મોહોટી આવી પડેલી ધાડજો. બે૦ ૪

અહો ! પરમેશ્વર ! તાહારી ગહન ગતિછે. તાહારી વિચિત્ર માયાછે. અરે ! હું ક્યાં હતી ! અને કોની સ્ત્રી ? કોણ જાત ? તે હું આ દુઃષ્ટ ગુણજ્ઞ અપ્રતિવૃતાના મુકામમાં ફસાઇછું, હે જગદીશ્વર ! આ વખત કોઈ નિર્લજ કામાન્ધ પુરૂષ આવી માહારી લાજ લેશે તો હું શું કરીશ ! નક્કી માહારે આ ક્ષણભંગુર પુદગળનો માહારે હાથેજ આપઘાત કરવો પડશે પણ મારા પતીવૃત્‌ના સામે ઈશ્વર કદી એવો કોપ નહિંજ ગુજારે એમ મને ખરી આસ્તા રહેછે.

( એમ વિચારો કરેછે એટલામાં બાહેરચંદ્રસેન આવી અવાજ કરી કાજળકુંવરનું નામ લઈ બોલાવેછે. કાજળ

કુંવર તેને અંદર આવવા દેછે જેથી પોતાના પતિનો અવાજ જાંણી ચંદ્રસેના એકદમ અંદર બોલી ઉઠેછે ) પ્રાણનાથ પ્રાણનાથ અરે સ્વામીનાથ.

**ચંદ્રસેન**—( પોતાની સ્રીનો અવાજ સાંભળી ) હાં પ્યારી પ્યારી ( એમ કહી અંદર જાયછે અને તેને દેખવાથી ઘણા હર્ષની સાથે બાઝી પડે છે અને બોલી ઉઠેછે. )

**રાગ વણઝારાનો.**

પ્રાણપ્રીયા તું ક્યાં હતી, પ્રાંણ પ્યારી રે,
બન્યો અજાયબ એહ, આ ગતિ ન્યારી રે.
કષ્ટ સહન શું તેં કર્યું, પ્રાણ પ્યારી રે,
કહે તુજ શું આ ફેલ, આ ગતિ ન્યારી રે. ૧
કુંણ તને લાવ્યું ઈંહાં, પ્રાણ પ્યારી રે,
આશો થયો ઉત્પાત, આ ગતી ન્યારી રે.
પ્રાત સમે તું નાહતી પ્રાંણ પ્યારી રે,
શોધ કરી તુજ જાત, આ ગતિ ન્યારી રે. ૨
તુજને વિતી જે અહિં, પ્રાણ પ્યારી રે,
તે મુજને કર જાંણ, આ ગતિ ન્યારી રે.
કૃત્ય કીયા દુઃષ્ટે કર્યું, પ્રાણ પ્યારી રે.
જે લાવ્યો આ ઠાંમ આ ગતિ ન્યારી રે. ૩

**ચંદ્રસેના**— **રાગ ઉપરનો.**

પ્રીતમ માહારા સાંભળો, પ્રીય મારા રે,
જે થઈ માહારી વાત, જે દુઃખ ભારા રે;

રજણિ નિદ્રામાં હતી, પ્રીય મારા રે,
જેહ થયો ઉતપાત, જે દુઃખ ભારા રે. ૧
પર્યંક માંહિ હું પડી, પ્રીય મારા રે,
પ્રાત સમય થયું જાણ, જે દુઃખ ભારા રે;
કઈ દીશાથી હું અહિં, પ્રીય મારા રે,
આવી પડી આ ઠામ, જે દુઃખ ભારા રે. ૨

ચંદ્રસેન૦—ખેર પ્યારી જે બનવાનું હતુ તે બન્યું હવે કંઈ પણ સોચ કરવો નહિં. આ કૃત્ય માહારા દુઃષ્ટ મીત્રોએ કર્યું હશે તે નિશ્ચયછે, માટે આજથી માહારે તે દુઃષ્ટોની સોબત ત્યાગ કરવી.

ચંદ્રસેના૦—પ્રાણ પ્રીય ! એ કુકર્મિઓના આચર્ણોથી આટલું કષ્ટ સહન કરવું પડયું માટે પ્રથમ માહારૂં કહેવું આપે ન માન્યું તો આખર વિપત્તિ વશ આવ્યોપણ અદ્યાપિથી આપ તેઓથી અલગા રહેશો તો ઇશ્વર અચળ સુખ આપશે એમાં શક નથી.

ચંદ્રસેન૦—પ્રીયપત્નિ ! શોક રૂપી સમુદ્રમાં બુડતાં પુરૂષને સ્ત્રીના મધુર વાક્યો રૂપી નાવ આશ્રય આપેછે તે ખરી વાતછે.

ચંદ્રસેના૦—પ્રાંણાધાર ! આપ જે કહોછો તે સત્યછે-માટે આપ ચાલો હવે આપણે મુકામે જઇએ.

ચંદ્રસેન૦—ત્યારે ચાલો પ્યારી, ( બંને જણ પોતાને મુ-

કામે જાયછે અને દુષ્ટ મીત્રોની સોબત ત્યાગ કરેછે તથા હમેશાં સ્ત્રી ભરથાર અરસ્પરસ મગ્ન રહેછે )



# પ્રવેશ ૮ મો.

## સ્થળ કૃપણશાનો મહેલ.

કૃપણશા, કાળશાકુંવર અને વિદુષક.

કૃપણશા—પ્યારી! હવે તે આપણે શું કરવું. મેં આજ એવી વાત સાંભળીછે કે ચંદ્રસેનની સ્ત્રીને કોઈ લઈ ગયું આતે શો ગજબ!

કાળશા૦—અરેરે તારે હવે શું કરવું.

વિદુ૦—( એકદમ ) ગસણી.

કૃપણ૦—મનેતો હવે કંઈ ચેન પડતું નથી.

### દોહરા.

પુત્ર કુસંગી આપણો થયો ભ્રષ્ટ સુંણ ચીત,
એથી જુગમાં જસ નહિં ખોયું વળી બહુ વિત. ૧
હું તુજને કહુંછું પ્રીયા ગુઝ વાત એક આજ,
ચંદ્રસેનાનું શું થસે એ થયું પ્રૌઢ અકાજ. ૨
એ પુત્રી ગુંણીયલ તણી ગતિ થઈ હેરાન,
ઈશ્વરને આ શું ગમ્યું ધાર્યૂં આવું તોફાન. ૩
વગર ભણેલી હોય તો વિરહી ન સમઝે વાત,
પણ ભણી આ દુઃખ પામવા એ મોટો ઉત્પાત. ૪

( એટલું બોલતા દીલગીરીમાં એકાએક મુર્છાગત થઈ જાયછે )

કાળશા૦—અરેરે !! હાય ! હાય ! આટે શું થઈ ગું ?

વિદુ૦—તારાં કરમ ફુટી ગયાં (એમ કહી જાતો રહેછે)

(જરાવાર પછી કૃપણશા સુધિમાં આવી ને બારથાર પોતાના ઘર અંદર જાયછે)



# પ્રવેશ ૯ મો.

## સ્થળ કાશીરામ કલાલનું મુકામ.

કાસીરામ, ચુગલખાંન, મદનલાલ, મદિરાલાલ
અને જુગારીલાલ તથા વિદુષક.

ચુગલ૦—અરે કાશીરામ કાશીરામ હેકે ?

કાશીરામ૦—( બાહેર આવીને ) કહાંહે ! કૌન હે !

મદન૦—અરે કાશીરામ ભાઈ તમારા ગરાગ આવ્યાછે કેમ ! બાન્ડી આપશો કે નહિં ?

કાશી૦—કેતેકા લહેનાહે ?

મદિરા૦—અરે ટમાકો ડાકુ ટો કાઢો.

વિદુ૦—ટમાકો ટમાકો શું કરેછે હવડાં તમારોજ દારૂ નીકળી જાશે. ( જાતો રહેછે )

કાશી૦—( દારૂની પાંચ બાટલીઓ લાવીને ) લ્યાઓ રૂપે નીકાલો પાંચ રૂપેકા પાંચ બંડલ લ્યાયાહું લેનાહો તો લ્યો હમકા દેર હોતી હે.

મદીરા૦—અડે જડાતો વધાડે આપો વધાડે.

કાશી૦—એ બટીવન હમકા ચીનતહો સુસરે તુમ હમસે કહા મગજ મારી કરતાહે અબી કોપરીયાં ફોર ડરીહું તુમ કહા જાને ?

જુગારી૦—અરે ! યાર લે એક રૂપીઓ વધારે અને જા બીજી એક બાટલી લઈ આવ !

કાશી૦—( પોતાના મકાનમાં બીજી બાટલી લેવા જાયછે પાછળથી તે ચારે જણા બ્રાન્ડીની ભરેલી પાંચ પાંચ બાટલીઓ ઉઠાવી નાસી જાયછે. નાસતા છેક ગાંમ બાહાર જાતાં વનમાં નીકળી પડેછે બાદ જરા વાર પછી ઘર અંદરથી કાશીરામ આવી જુએ છે તો દારૂની બાટલીઓ તથા તે ચાર જણને ન દેખવાથી એકાએક ઘભરાઈ જાયછે અને બોલી ઉઠેછે ) અરે ! એ ચુગલખાન ! ચુગલખાન ! તુમ કહાં ગયા એ હમારા ગજબ કીઆ એ સબ દોડોરે દોડો હમારા મકાનમે ચોરી હુવા ઓર સબ લે ગયા અબ કહા કરૂં કહાં જાઊં કહાંદુંદું—( એમ ખુબ ઉચેસ્વરે બુમો પાડતાં આસપાસના લોકોમાં દોડમ દોડ અને રડારોળ કરી મુંકેછે છેવટ પત્તો ન લાગવાથી નિરાશ થઈ બોલેછે )

### રાગ લાવણીનો.

અબ કહાં જાઊમે યાર કરહું બીચારે ફીરૂં યા બનુંમે,
મેં દેખુ યાર વોહ ચાર ઉઠા લહું છીનું મે. ૧

જઠ લગાદગી વહાં દોર કર હું કર ફોર કોપરીયાં ડરીહું,
મે મારૂ કલેજા તોર સુસરે કા કરી હું. ૨
મ મારૂં ઉસે તલવાર સુંનો સબ યાર ઓર દો છુરીયાં.
કર ઝખમ ચાર વોહ ચોર કરહું મે પુરીયાં. ૩
સીર કાટ કલેજા તોર કોપરીયાં ફોર કતલ કર ડરી હું,
હમકા ન મિલે વોહ ચોર આપ મોય મરિ હું. ૪
( એટલું બોલી એકદમ ત્યાંથી નાસી જાયછે )



# પ્રવેશ ૧૦ મો.

## સ્થળ અઘોર વન.

મદનલાલ, મદીરાલાલ. જુગારીલાલ, ચુગલખાંન
અને પાછળથી ત્રણ લુટારાઓ.

**ચુગલ૦**—યારો આજ અપને વોહ કલાલકે વહાંસે દારૂકી પાંચ બાટલીઆં લેકર વોહ સારા દારૂ અપને ઉડાગએ લેકીન અબ અપને ચારૂં સક્ષ અપની અપની ખુશી માફીક એક એક તાન ઊડાઓ!

**મદન૦**—( ચઢતા નીશામાં ) યારો હું પહેલો બોલું.

રાજ બાગમાં જઈએ ચાલો સખી. એ રાહ
આજ મજામાં રહીએ ચાલો યારો આજ મજા. ટેક
દારૂ ભરેલી પાંચ બાટલીઓ ચારે જણા હવે લઈએ, ચા.
મોજ મજાથી દારૂ તણી તો વાતો આપસમાં કઈએ, ચા.

જેથી હું બહુ ખુસી થયોછું તમો ખુસીમાં થઈએ, ચા૦
આવા દીનતો અમને પ્રભુજી દીન દીન વધતે દઈએ, ચા-
જો પ્રભુ કીરપા હોય હમેશાં સુખી ચારે જણ છઈએ, ચા.
આજે મને બહુ તાન ચડયુંછે એવા તમે સહુ હઈએ, ચા.
હવે તમારો વિચાર શોછે કહો કેઈ દીસ જઈએ, ચા૦

( એટલું બોલતાં નીસો ચડવાથી પડી જાયછે )

જુગારી૦— ( નીશામાં )

રાજા હું મે કોમકા ઇંદર મેરા નામ. એરાહ૦
કહું તમાંને આજ હુંતો મારૂં એક લાત,
નહિંતર તમને હું કહું મારી એક વાત. ૧
લાવો દારૂ આજ તમે જલ્દી લાવો લાર,
એ નહિં લાવો જો તમે લઠ લગાવું ચ્યાર. ૨
ખાઓ પીઓ મોજ કરો દોડો ઠામ ઠામ,
નહિં જો માનો મારૂં કહ્યું ખાસે તમને રામ. ૩
રામરામ કરતો હતો આવ્યો આજ આંઈ,
પકડોને પકડો હવે તો નહિં ઉપાય કાંઈ. ૪

( એટલું બોલતાં બેભાન થઈ જમીનપર રડી પડેછે )

મદિરા૦—( તદન બેભાન થઈ જમીન પર પડ્યાં પડ્યાં બોલેછે )

આજ ચાડે જણા હવે આવા હવે માડે જોઈએ ખાવા,
કમ ખડું કહુંછું કે ખોટૂં એમાં કડવું હઠૂં શું મોટૂં;
આજ ચાડે જણા હવે આવે તો માડે જોઇએ ખાવા.

અબે હડામખોડ ! એક પછસાકા દારૂ લાવદે, મેડે દારૂ પી જાવા હે, તેડી માકા સપાઈ માકું દારૂ લાવ દારૂ! (એમ બકવા કરતાં બહુ નીશો ચડવાથી બોલતો બંધ થઈ પડી રહેછે.)

સુગલ૦—(નીશો ઉતર્યા પછી)

રાગ બેહાગ.

મુજે કોન દુખમે ભાગ કરે ભાગ કરે દુઃખ તાગ કરે મુંજે કોન દુઃખમે ભાગ કરે. એ ટેક.

સબ બીછડે મોયરનમે રહા હું આજ કહાં અબ જાઊં મુજે. ૧

કીસ્મત મેરા લાયા મુજેરે કહા સુખ મેરા ગાઊં, મુજે. ૨

એ તીન મેરા દોસ્ત બનેહે દારૂ મહિં ચકચુર, મુજે. ૩

અબ કુચ્છ મુજકો રસ્તા દીજે ખુદાકી નીગા ભરપુર, મુજે. ૪

(જરાવાર પછી સર્વને નીશો ઉતર્યાથી સુધીમાં આવેછે અને વિચાર કરેછે.)

મદન૦—અરે યારો હવે આપણે શો ઉપાય કરવો અને હવે ક્યાં જવું? તે મને તો સુજતું નથી.

જુગારી૦—ભાઈઓ ! સૌનો જેવો વિચાર.

સુગલ૦—(દુરથી દેખવાથી) અરે યારો અપને શામને એ તિન સક્ષ દોડે આતેહે વોહ કોન હોઇંગે.

મદિરા૦—અડે આટો આ આવા હવે કમ કડસું?

સુગલ૦—અબે પાદોડ ડરતા હે ક્યા આને દો સાલેકું મેરી પાસ તલવાર અછી હે કુછ ફીકર નહિં તુમ કોઈકું

ડરનાં નહિં. ( એટલામાં ત્રણ લુટારા કોળીયો એકદમ આવી ચડેછે )

પહેલોલુટારો૦—( પાસે આવીને ) કુંણ સોહ અલ્યા. ઉભારો ઉભારો.

બીજો૦ –( ચુગલખાંન ) મુંચ લ્યા મુંચ્ય તરવાર નેકર હમણાં દોહ.

ત્રીજો૦—દેકે લ્યા એક કાતોર ગુડામાં હમણાં મુંચી દેસોહ,

ચુગલ૦—અબે તુ ક્યા મીજે ડરાવેગા અભી તલુવાર લગાકે દો ટુકડે ટુકડા કર દઉંગા.

પેલો૦—અલ્યા પખલા સુંહ તાચી રયોસે. દેકે એક ધોકલુંહ !

બીજો૦—અરે મુંચ નેકર હમણાં દયુંસ ( ચુગલખાંન તલવાર ન મુંકતાં સાંમો થાયછે એટલે અન્યોન્ય ચુગલખાંન વિગેરે અને લુટારાઓને લડાઈ શરૂ થાયછે. )

ત્રીજો૦—અલ્યા મારયો લ્યા માર્યો દેદેદે ગુડામાં.

પેલો૦—હમણાં એક ધોકલું દયોહ તે ભોડું ભાજીના છયોહ. ( એમ કેતાં એક ધોકલું માથામાં લગાવી દેછે તેથી ચુગલખાં જમીનપર પડી જાયછે જરાવાર પછી તે મારની બથાથી મર્ણ પામેછે )

મદનલાલ વિગેરે ત્રણજણા૦—અરે પારો તેને તમે મારી નાંખ્યો પણ અમે ત્રણજણા છઇએ એટલે તમે ન-

હિં પોકો માટે જાતા રહો નહિંતો પછી મારખાઇને જાશો.

લુટારાઓ૦—અચ્છા તમારી પણ એજ વલે કરશું ત્યો લેતા જાઓ ( એમ કહીં મદીરાલાલ તથા જુગારીલાલને માથામાં એકેક ધોકલું લગાવી દેછે તેથી તેઓ પણ જમીનપર પડી જઈ જરાવાર પછી મર્ણ પામેછે )

મદન૦—( એકલો ) ભાઈ સાહેબો મનેતો ઉગારો તો તમારૂં સારૂં થશે.

લુટારા૦—નહિં નહિં તુંતો પેલોહ બોલ્યોતો, અને તું જીવતોહ રેતો સીપાઇને જણાવે તો પછી કોક પોલસીઓ અમને પકડી જાય. વળી સરકારમાં ટીપેહ જડે અને ડંડેહ થાય.

મદન૦—અરે તમે મને નહિંજ ઉગારો ?

લુટારા૦—ના. ના. ના.

મદન૦—ત્યારે મને પરમેશ્વરની પ્રાર્થના કરી લેવાદ્યો પછી મારજો.

લુટારા૦—બોલ્ય જલતાવળો ( સ્તુતિ કરેછે )

હોરી રાગ કાફી.

ઇશ્વર શું મુજ ધ્યાન ધર્યોરી, ધર્યોરી, ઇશ્વર. ટેક
ધર્યો ધ્યાન તુંહી આપ નીરંજન મન મધુ કર શું કર્યોરી,
મુકી માન મૃજાદ છડાવી ચેતન સુમતા વર્યોરી;
પ્રભુ મુજ કાજ સર્યોરી ઇશ્વર શું મુજ ધ્યાન ધર્યોરી. ૧
તુંહિં અગોચર મુજ મન વસીયો સ્નેહ શુધાએ ભર્યોરી,

કિંકરનો મન ચહું દીસ ફસાયો સ્થાન કીએ ન ઠર્યોરી;
ઠર્યો તુંમ આગે પર્યોરી ઈશ્વર શું મુજ ધ્યાન ધર્યોરી. ૨
બાંહિ ગૃહી કર મુકત નર્કથી જેજમ જીવ હર્યોરી,
નિર્લોભી નિર્પાપી ઈશ્વર મુજ મન હેજ ભર્યોરી;
પ્રભુ મન ઇચ્છા વર્યોરી ઈશ્વર શું મુજ ધ્યાન ધર્યોરી. ૩

હે ! જગદીશ્વર ! તારી ગહન ગતિછે, માહારી આ સીગતિ, માહારૂં મોત આ દુઃષ્ટ જનોના હાથથી થાયછે તે તને કેમ ખમાયછે ? તેં તાહારા દાશની કંઈપણ સંભાળ ન લીધી ? અરે રે ! હું આ મહારા નિર્જીવ પડેલા દુષ્ટ મીત્રોની નઠારી સોબતમાં ફસાયો ન હોતતો માહારી આવી વલે ન આવતે હવે હું નકી સમજ્યો કે અમે જેજે દુઃકૃત્યો કીધાં તેનું આ પરિણામ નિવડયું એમાં શક નથી, પેલી બિચારી શુશીળ અને પતિવ્રતા ચંદ્રસેનાને લઈ જઈ કયાંઈ છુપાઈ આવ્યા અને ચંદ્રસેનને કુચ્છંદે ચડાવી તેનું ઘર ફના મુકામ કરી નાખ્યું તેનો બદલો અમે આજ પામ્યા એ નકી સમજાયું. વળી માહારી શોબતના બીજા મીત્રો જેકે અહિં મૃત્યું પામ્યાછે તેતો શું ! પણ હું ખુદ માહારી શઠતા અને દુષ્ટાચર્ણોમાં લોભાઈ કેટલીકવાર મદ્યપાન કીધું જેના લીધે અસંત દુઃખો સહન કર્યાં અને આખરે આવા પરિણામે પોહોચ્યો. જગતમાં કહ્યુંછે કે 'ખોદે તે પડે' એ વાત નકી સમજાયછે વળી હમારા ધર્મશાસ્ત્ર મુજબ

હમારે મદ્યપાન કરવું તદ્દન નિષેધછે અને મદ્યાપાન થકી કોઈ રાજવંસીયો પણ સુખ પાંમ્યા નથી અને પાંમવાના પણ નથી. જેમકે.

દોહરો.

મદ્યપાન થકી દેશીઓ થાશે કુળનો અન્ત,
પ્રભાસ પાટણમાં જુઓ જાદવ મુઆ સમસ્ત. ૧

વળી પાટણની રાજ્યગાદીના વંશજોમાં સાતમો રાજા સામતસીંધ મદ્યના વ્યશનથી ઇસ્વી સન ૯૪૨ માં તેના ભાંણેજ મુળરાજના હાથથી મૃત્યુ પામ્યો, ઉદેપુરની ગાદીનો એક રાજા આ મદ્યના વ્યશનથી એક દીવસે પોતાની મહેડી ઉપર ચઢતે ચઢતે પડી જવાથી પ્રાણ ત્યાગ કર્યા અને પોતાની પરણેલ પાંચ પ્રીયપત્નિથી અળગો થયો ત્યારથી આ ગાદીના રાજ્ય પુત્રો ઘણુંકરી આ વ્યસનમાં લોભાતા નથી. માટે અમે પણ કેટલાંક નઠારાં. કુકર્મા કિધાં માટે આજ મા. બાપ. અને પ્રીયપત્નિયો તેમજ પોતાના કુટુંબથી જુદા પડી અહિ આ દુઃષ્ટોના હાથથી મૃત્યુ પામીએછીએ, માટે જે કોઈ હમારી પેઠે દુઃષ્ટ કર્મો કરશે તેઓની આ વલે થશે અને જે નઠારી સોબતથી ચડેલો પણ નઠારી સોબત ત્યાગ કરી આપશે તો તે ચંદ્રસેનની પેઠે સુખ પામશે કેમકે, કર્મા જો ચંદ્રસેન પોતે, હમારી નઠારી સોબતમાં ફસાઈ રહ્યો હતે, તો તેપણ આજ પોતાનો પ્યારો જાન ખોઈ બેસતે પણ તે ન ફસાયો એ-

ટલે આજ પોતાના સહ કુટુંબમાં મસગુલ થઈ બેઠોછે"
હાય હાય !! હું આ વખ્તે જરા વાર પછી આ દુઃષ્ટ લોકોના
હાથથી મૃત્યુ પામી આ ફનાં દુનીઆંનો ત્યાગ કરી એકા
એક કાળના મહોમાં ફસાઈ જાઈશ.

લુટારા૦—અલ્યા હજી કેટલુંક ટાયલું સેહ ?

મદન૦—હવે થોડુંને. ( ઈશ્વર સ્તુતિ કરેછે )

ઓ ગોડ ! યુ સેન્ડ પ્રેહેલાદ, એન એ લેફન્ટ ઈનસી,
પ્રોટેક્ટેડ ધી ટ્રુથ ફુલ નેસ ઓફ હરિશ્ચંદ્ર,
ગેવ ફાઈનલ શલવેશન ટુ નરસિંહ મહેતા એન્ડ રોહિદાસ
પ્રીઝરવ્ડ દ્રોપતીઝ રેપ્યુટેશન, એન્ડ સેન્ડ અહિલ્યા.
ઈન ધી સેમવે આઈ ફુલ બી હોપ ધેટ યુ વીલ, નોટ
ફેલ ટું હેલ્પ મી એઝ એમીન પુઅરડીસ ટ્રેસ્ડસરવન્ટ.
યુ, નોટ કનસીડરીંગ માય ફોરમર ફોલ્ટસ, વીલ બી
રેડી ટુ હેલ્પમી.

ભાવાર્થ—હે ઈશ્વર ? તેં પ્રેહેલાદને ઉગાર્યો સમુંદ્રમાં જ-
ઈ ગજની સહાય કરી, હરીશ્ચંદ્રરાજાના સત્યનું રક્ષણ કર્યું,
નરસિંહ મહેતા અને રોહિદાસનો ઉધાર કર્યો. દ્રપતીની
લાજ રાખી. અહિલ્યાનો બચાવ કર્યો, તેવીજ રીતે આ
તાહારા દુઃખ પામતા કિંકરની સહાય કરવા તું ત્વરાથી
આવી પોહોચોશ એમ મને સંપૂર્ણ આશાછે.

મેહે ઘણાંજ કુકર્મો કીધાંછે, તદપિ તું માહારા દુઃકૃત્યો
સાંહાંમું ન જોતાં ખરી વખ્તે સહાય થવા નહિં ચુકે.

લુટારા૦—અલ્યા ઉતાવળ કર ? મોડુંહ થયું અમારે જાતું રેવું છેહ, બવારા મુંચ્ય નેકર હમણાં લઇફ્હ નેકલીઇ જાશે.

મદન૦—હવે વાર નથી જરાક બોલવા દ્યો.

**લલિત છંદ.**

જય જગતપતી ! વિશ્વ નાથરે
આજ હું ચહું તુજ હાથરે;
દુઃષ્ટ શોભતી મીત્ર સાથરે,
તે ફસ્યો અહિં હું અનાથરે. ૧
મેં નથી કર્યો દોશ તાહેરો,
અરરર-શું બન્યો વાંક માહેરો;
હું હવે થયો આજ જાહેરો,
દુઃષ્ટ લોકથી બન્યો કાહેરો. ૨
વય લઘુ છતાં આંજ હું મરૂં,
પાપી લોકથી શું હવે કરૂં;
આયુમાં હવે મિનિટ જો ઠરૂં,
હું જમીનમાં સરર થઈ સરૂં. ૩
મીત્ર માહેરા મૃત્યુમાં પડ્યા,
ઝખમ શું થયાં અવનિમાં રડ્યા;
આ સમે મને આવીને નડ્યા,
કયમ પ્રભુ તમે દુઃષ્ટ તે ઘડ્યા. ૪
અરરર માહેરી છેલ્લી આ ઘડી,
પ્રભુ તને જપું ધરની માં પડી;

દુઃષ્ટ લોકના હાથમાં ચડી.
આ સમે મરૂં ગહનમાં સડી. ૫

હાય ! અફસોસ ! ! ! અફસોસ ! ! ! અફસોસ ! ! !
( એટલું બોલી બોલતો બંધ થાયછે જેથી લુટારાઓ તેનું તલવારવતી મસ્તક ઉડાવી નાખી દાગીના કપડાં લતાં વિગેરે સઘળો ઇસબાબ લઈ તે ચાર લાસો પડી મુંકી વનમાં નાસી જાયછે. અને તે મદનલાલનો અમર આત્મા આ ક્ષણ ભંગુર પુદગળ અને ફના દુનીઆંનો ત્યાગ કરી એકા એક અદલ ઇનિસાફી ઈશ્વર પાસે કરેલ શુભાશુભ કર્મોનો બદલો મેળવવા ત્વરાથી જઈ પોહોચેછે. )—

પુરવણી૦—ચંદ્રસેન અને તેની સ્ત્રી ચંદ્રસેનાને આ દુઃષ્ટ જનોની શોબત ત્યાગ થાવાથી મહાઆનંદમાં પ્રવર્તેછે અને પોતાનાં તિર્થરૂપ માતપિતાની સેવનામાં તત્પર રહે-છે. આ મરનાર લોકોના મર્ણની વાત તેઓનાં માતપીતા તથા સ્ત્રી આદીકને ખબર થવાથી જે રડારોળ થાયછે તે વીગેરે બનાવ વિચારી જોવાનું કાંમ વાંચનારને સોંપી એટલુંજ કહુંછુંકે આવા દુર્ગુણો કોઈપણ સુજ્ઞ જન ગ્રહણ ન કરશો કે જેથી દેશમાં સુનિતિનો ઉદય થાય. અને ઈશ્વ-રને પણ એટલીજ વિનંતી કરૂંછું કે એવો કોપ કોઈ પણ વખ્તે નહિંજ કરશો એમ આશાછે તથાસ્તુ.

સમાપ્ત.

## દેવી સ્તુતિ છંદ ગીતા.

શ્રી કાળી કુરણા કીજીએ
મોય દીજીએ કવિ પદ વરં;
સેવક જનની શાય કીજે,
માત લીલા જય કરં ૧
દુષ્ટ મંડન ભક્ત રંજન,
સ્થપના પાવાપુરં;
ત્રીશુળ ઘંટા કર કૃપાણી;
વાઘ વાહન સુખ તરં. ૨
પાતાળ નરસુર લોક માંહિ,
શક્તિ રૂપ પોતિ સરં;
અગમ ગમકર આદ્યશક્તિ,
આપ ઇચ્છા પદધરં. ૩

— ❦ —

સહી-ઈ-બા.

| અગાઉથી ગ્રાહક થનારનાં નામો. | ગામ. | પ્રતો. |
|---|---|---|
| ૧ વાઘેલા ઠાકોરશ્રી ખાનસંગજી આણંદ સંગજી જાગીર. | દીવોદર. | ૫ |
| ૨ શા. પુરૂશોતમ નથુચંદ. | દીવોદર. | ૩ |
| ૩ ઠકર પરમજી લખીરામ. | ,, | ૨ |
| ૪ મહેતા અમીચંદ મંગળજી. | પાલણપુર. | ૧ |
| ૫ સોની સવાઈચંદ ઉગરચંદ. | થરા. | ૧ |
| ૬ સોની કશળચંદ તલકસી. | દીવોદર. | ૧ |
| ૭ શા. શરૂપચંદ ઉજમ સમીવાળા. | ,, | ૧ |
| ૮ શા. હરીચંદ કેસવજી. | ,, | ૧ |
| ૯ મેમણ ડોસુ અસમાલ. | ,, | ૧ |
| ૧૦ મેતા ઊમીયાશંકર રણછોડલાલ | થરા. | ૧ |
| ૧૧ રોળીયા બાદર દેવજી. | બાભેર. | ૪ |
| ૧૨ રોળીયા જીતમલ ઊમેદ. | ,, | ૧૦ |
| ૧૩ રોળીયા જગુ ટોકર. | ,, | ૧ |
| ૧૪ શા. મનસુખ અમુલખ. | વારાહી. | ૧૦ |
| ૧૫ શાહા જીજી વીનયચંદ વી. ધનજીજી. | રાધનપુર. | ૧૦ |
| ૧૬ ભટ અમથાલાલ મયારામ કારકુંન. | ,, | ૧ |
| ૧૭ શા. નાથાલાલ લક્ષ્મીચંદ. | ,, | ૧ |
| ૧૮ દોસી ખુબચંદ ગેલચંદ. | ,, | ૨ |
| ૧૯ પાંચાંણી નથુચંદ લક્ષ્મીચંદ. | થરા. | ૧ |
| ૨૦ શા. સીરચંદ નાગર. | રાધનપુર. | ૧ |
| ૨૧ ભંડારી ભુદર હજારી. | ,, | ૧ |

| | | |
|---|---|---|
| ૨૨ ભણસાળી ભુખણ મંછાચંદ. | ,, | ૧ |
| ૨૩ લાડુ પુન્યમચંદ ભાણજી કારકુંન. | ,, | ૧ |
| ૨૪ પંડ્યા વજેરામ લાલજી કારકુંન | ,, | ૧ |
| ૨૫ મે. ચંપકલાલ પાનાચંદ આસીષ્ટંટ પેલોવર્ગ | રાધનપુર. | ૧ |
| ૨૬ કોઠારી મનસુખ મગનચંદ. | રાધનપુર. | ૧ |
| ૨૭ રામચંદ વલ્લભરામ. ભોજક. | ,, | ૧ |
| ૨૮ અમરચંદ ધેલચંદ ,, | ,, | ૧ |
| ૨૯ બાદર ગીરધર. ,, | ,, | ૧ |
| ૩૦ ગોપાળ મગન ,, | ,, | ૧ |
| ૩૧ બેચર મલુકચંદ. ,, | ,, | ૧ |
| ૩૨ ડોસા નાગર. ,, | ,, | ૧ |
| ૩૩ ઉત્મમ રાયચંદ ,, | ,, | ૧ |
| ૩૪ વીરચંદ મયાચંદ ,, | ,, | ૧. |
| ૩૫ માનચંદ મગન. ,, | ,, | ૧ |
| ૩૬ પુંજા મલુકચંદ. ,, | ,, | ૧ |
| ૩૭ ત્રીભોવન છબીલ. ,, | ,, | ૧ |
| ૩૮ મસાલીઆ ડોસા વેણીચંદ. | ,, | ૧ |
| ૩૯ કોઠારી ચુનીલાલ રામચંદ. | ,, | ૧ |
| ૪૦ ધોઘારી પુનમચંદ મગન. | ,, | ૧ |
| ૪૧ પરોત લલુ હરજીવન. | ,, | ૧ |
| ૪૨ શા. બધુચદ ચોથુચંદ. | રાજપુર. | ૧ |

## પાછળથી ગ્રાહક.

| | | | |
|---|---|---|---|
| ૪૩ | શા. વરધલાલ બાદરચંદ. | રાધનપુર. | ૧ |
| ૪૪ | સંઘવી અમરતલાલ કચરા. | ,, | ૧ |
| ૪૫ | કોઠારી નિહાલચંદ પીતાંબર. | ,, | ૧ |
| ૪૬ | પરી ધરમચંદ નેમચંદ. | ,, | ૧ |
| ૪૭ | દોસી દલસુખ ઇચ્છાચંદ. | ,, | ૧ |
| ૪૮ | શેઠ. ઈશ્વર ત્રીભોવન. | ,, | ૧ |
| ૪૯ | સધાણી ભવાન બાઈચંદ, | બેણપ. | ૧ |
| ૫૦ | વોહોરા કેવળ એંગાર. | ,, | ૧ |
| ૫૧ | તરવાડી ઊજમ મહાદેવ. | ,, | ૧ |



# જાહેર ખબર.



આ નાટકરૂપ, સુંદર ને રસીલી નાની ચોપડીની ખૂબી મોટા નાટકરૂપ પુસ્તકની ગરજ સારે તેવી છે. તેથી સર્વ સાહેબોએ ગ્રહણ કરવા યોગ્ય છે.

ગ્રાહકના પરમાણમાં છપાવી છે. જુજ નકલો બાકી છે તે વેળાસર ખરીદ કરવા આ તક નહીં ચુકશો. કીંમત રૂ૦-૨-૦ ટપાલ ખર્ચ અડધો આનો મોકલી ગ્રંથ કર્તા પાસેથી નીચેના શરનામાથી મંગાવી લેવી.

ઇચ્છારામ ભાઈચંદ (ભોજક)

મુ દીપોદર એજન્સી. પાલણપુર થર્ડક્લાસ.

માજીસ્ત્રેટ કચેરી.